॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## एकोनपंचाश सदुपदेश.

# राजयोग.

( અનુસંધાન શ્રી સદુપદેશશ્રેણી ૪૮ ના પૃષ્ઠ ૫૩ થી. )

પ્રાણાયામના સંબંધમાં જેટલો વિસ્તાર કરીએ તેટલો ઓછો છે. તેના અનેક લાભ છે. આપણે આગળ જણાવી ગયા છીએ; કે પ્રાણાયામ કરતા પૂર્વે આસનને સ્થિર કરવાની અગત્ય છે, કારણ કે તે તેમાં ઉપકારક છે. આજે ઘણા મનુષ્યો પ્રાણાયામ કરે છે છતાં તે આગળ વધી શકતા નથી તેનું કારણ એ છે કે તે આસનને પ્રથમ સ્થિર કરતા નથી. યમનિયમના પાલનથી વૃત્તિના મળવિક્ષેપાદિ દોષો જેટલા અંશમાં તેનું પાલન થયું હોય છે વા થાય છે તેટલા અંશમાં નિવૃત્ત થાય છે, અને તેથી આસનની સ્થિરતા થાય છે, પ્રાણાયામમાં પણ વૃદ્ધિ થાય છે, અને મન સ્થિર થઈ પ્રત્યાહાર વગેરે સાધનમાં અનુકૂળતા પડે છે. આ પ્રમાણે પાછળ પાછળનાં સાધનો આગળનાં સાધનોમાં ઉપકારક છે, તેથી તે સેવ્ય છે. આસનની સિદ્ધિ થવાથી ક્ષુધાપીપાસા-ભુખ તરસનો જય થાય છે; યોગમાં પ્રતિબંધક જે આલસ્ય પ્રમાદાદિ તેનો પણ નાશ થાય છે; વળી તેથી નાડીઓનું દબાણ થવાથી ઉપસ્થના બલનો પણ ક્ષય થાય છે, અને તેથી બ્રહ્મચર્યનું પણ અધિક સમય પાલન થઈ શકે છે, શરીરમાં રુધિરાભિસરણ વધારે સારી રીતે થાય છે. જેથી આરોગ્ય

પણ સુદૃઢ થાય છે અને શરીર યોગનાં સાધનો સાધવાને માટે વધારે યોગ્ય થાય છે; વળી વાયુની ગતિ પણ તેથી શિથિલ થાય છે તેથી મનના સ્થૈર્યની પણ વૃદ્ધિ થાય છે; આ પ્રમાણે આસનના ઘણા લાભ છે.

ॐ पृथ्वी त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ।
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥

એ મંત્રનો વિશેષ જપ કરવાથી પણ આસન સ્થિર ન થતું હોય તો થાય છે.

યમનિયમની સિદ્ધિ પૂર્વ જન્મમાં કરી હોય છે તો ચાલે છે, પણ આસનની સ્થિરતાને તો આ જન્મમાં કરવી પડે છે. આટલા માટે કોઈ કોઈ સ્થળે યોગને અષ્ટાંગને બદલે ષડાંગ પણ કહ્યો છે.

શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો રોધ કરવો તે પ્રાણાયામ છે. બહારથી અંદર જે વાયુ લેઈએ છીએ તે શ્વાસ છે, અને અંદરથી બહાર જે વાયુને કાઢવામાં આવે છે તે પ્રશ્વાસ છે. પ્રાણાયામના ત્રણ પ્રકાર છે ૧ પૂરક ૨ કુંભક ૩ રેચક. બહારથી અંદર શ્વાસ લેવો તેને પૂરક કહે છે. શ્વાસને અંદર પૂરી રાખવો તેને કુંભક કહે છે અને અંદરના શ્વાસને બહાર કાઢી નાખવો તેને રેચક કહે છે. હવે પ્રાણાયામ એટલે આ ત્રણેની ગતિનો રોધ કરવો તે. બહારથી અંદર વાયુ લેઈને તેનો અંદર રોધ કરવો, વાયુ જ્યાં હોય ત્યાં જ તેનો રોધ કરવો અને અંદરથી બહાર કાઢી તેનો બહાર રોધ કરવો, એ પ્રમાણે ત્રણેને પ્રાણાયામ કહી શકાય તેમ છે, અર્થાત્ એ ત્રણેમાં પ્રાણાયામસંજ્ઞા અનુગત થએલી છે.

વસ્તુતઃ આ શ્વાસ પ્રશ્વાસ એ પ્રાણ નથી. પ્રાણ વસ્તુ એ જૂદી છે અને તેનો જય કરવાનું સાધન એ જ પ્રાણાયામ છે. પણ આ શ્વાસપ્રશ્વાસના જયથી પણ આ મુખ્ય પ્રાણનો જય થાય છે તેથી તે પણ હિતકારક છે. પ્રાણાયામથી જે જે લાભોનું વર્ણન આપણે આગળ કરી ગયા છીએ તે લાભો આ મુખ્ય પ્રાણનો જય થવાથી જ થાય છે.

પાતંજલ યોગસૂત્રમાં આ પ્રાણાયામના ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ બાહ્યવૃત્તિ ૨ આભ્યંતરવૃત્તિ અને ૩ સ્તંભવૃત્તિ. જે પ્રાણાયામમાં પ્રશ્વાસવડે અથવા રેચકવડે શ્વાસ પ્રશ્વાસનો રોધ કરવામાં આવે છે તે બાહ્યવૃત્તિ પ્રાણાયામ છે. જે પ્રાણાયામમાં શ્વાસે કરીને

શ્વાસપ્રશ્વાસનો રોધ કરવામાં આવે છે તે બાહ્યાભ્યંતરવૃત્તિ પ્રાણાયામ છે, અને જેમાં શ્વાસપ્રશ્વાસનો જ્યાં ત્યાં રોધ કરવામાં આવે છે તે સ્તંભવૃત્તિ પ્રાણાયામ છે. વળી જે કુંભક રેચક પૂરકસહિત કરવામાં આવે છે તે સહિતકુંભક છે. જે પ્રાણાયામમાં રેચક પૂરકવિના અભ્યાસના અધિક બલથી કુંભક કરવામાં આવે છે તેને કેવલકુંભક કહે છે.

આ ત્રણ પ્રકારના પ્રાણાયામનું દેશ અને કાળ એ બેવડે નિયમન થઇ શકે છે; અર્થાત્ તે બે વડે તેનું નિયમન કરવાની જરૂર છે. રેચકમાં કોણ કેટલો રેચક કરે છે તેનું પ્રમાણ નક્કી કરવું હોય તો નાકથી આગળના ભાગમાં રૂ ધરી રાખવાથી તેની ખબર પડે છે. આ પ્રમાણે જોતાં કોઇ બાર આંગળનો તો કોઇ એક હાથનો અને કોઇ તેથી વધારે પ્રદેશપર્યંતનો રેચક કરે છે. પૂરકનું આ પ્રકારનું પ્રમાણ તે જેટલા દેશપર્યંતનો થયો હોય છે ત્યાં કીડીના સ્પર્શજેવી લાગણી થાય છે તેથી તેનું પ્રમાણ નક્કી થાય છે. જેમકે કંઠદેશપર્યંતનો પૂરક હોય છે તો તે દેશમાં, ઉદરપર્યંતનો હોય છે તો તે ભાગમાં અને તેથી નીચેના પ્રદેશપર્યંતનો હોય છે તો તે ભાગમાં કીડીના સ્પર્શજેવી લાગણી થાય છે અને તેથી તેટલા દેશસુધીનો પૂરક થયો છે, એમ જાણી શકાય છે અથવા નક્કી કરી શકાય છે. આ પ્રમાણે મસ્તકથી તે પગના તળીયાસુધીના પૂરકનું પ્રમાણ નક્કી કરાય છે. કુંભકના પ્રમાણનો નિર્ણય બાહ્ય અને આંતર એમ બે પ્રકારનો થઈ શકે છે. જેમ કે બાહ્યપ્રદેશનો નિર્ણય તો રૂ વગેરે બાહ્યપ્રદેશમાં ધરવાથી વાયુની ગતિના અભાવથી તેનો નિર્ણય થાય છે; અને આંતર પ્રદેશનો નિર્ણય તો ઉપર કહી તેવી લાગણીના અભાવથી થઇ શકે છે.

બીજા પ્રકારનું નિયમન કાળથી થઇ શકે છે. જેમ કે આટલા ક્ષણનો પૂરક થયો, આટલા ક્ષણનો કુંભક થયો, આટલા ક્ષણનો રેચક થયો. એ પ્રમાણે આ કાળનું પ્રમાણ માત્રા તથા મંત્રના બીજની સંખ્યા વગેરેથી થાય છે. જેમકે બે માત્રાનો પૂરક, આઠ માત્રાનો કુંભક અને ચાર માત્રાનો રેચક. એ પ્રમાણે માત્રાનું પ્રમાણ યથાશક્તિ નક્કી થાય છે. ત્યાં માત્રાનું પ્રમાણ આ પ્રમાણે આપેલું છે. બહુ ધીમેથી નહિ અને બહુ ઉતાવળથી નહિ, એ પ્રમાણે

મધ્યમ વેગથી ઘુંટણની આસપાસ હાથ ફેરવીને ચપટી વગાડીએ તેટલા કાળને એક માત્રા કહેવામાં આવે છે. અભ્યાસથી પછી આ માત્રાનું સ્વરૂપ સમજાય છે તથા નક્કી થાય છે. અથવા પ્રણવ (ૐ) શબ્દનો એક વખત ધીમેથી ઉચ્ચાર કરવો તે પ્રમાણે પણ પ્રાણાયામના કાળનું નિયમન થઈ શકે છે. અથવા તો હાલમાં ઘડીઆળો સર્વ ઠેકાણે ઉપલબ્ધ છે, તેમાં દરેક સેકન્ડનો ખટકો થતો હોય છે તે ખટકાનું અર્થાત પ્રત્યેક સેકન્ડનું માપ પણ પ્રાણાયામ કરતી વખતે રાખી શકાય છે. જેમને આ બે પ્રકાર ન ફાવે તે પ્રણવનો ઉચ્ચાર માત્ર ધીમેથી કરે. એક પ્રણવથી પૂરક કરે, ચારથી કુંભક કરે, અને બેથી રેચક કરે. આ પ્રમાણે સાધક જપની સંખ્યાનો વધારો કરતો જાય. જેમ કુંભકનો કાળ વધતો જાય તેમ પ્રાણાયામની સિદ્ધિ થાય છે, અથવા તેમાં પ્રગતિ થાય છે એમ સમજવું. સાધકે ક્રમેક્રમે કુંભકના કાળની વૃદ્ધિ કરવાનો આગ્રહ રાખવો, અને આ પ્રમાણે કુંભકના કાળની વૃદ્ધિ થાય છે. તો જ પ્રાણાયામનાં જે ફળોનું આ યોગશાસ્ત્રમાં વર્ણન કર્યું છે તેનો અનુભવ થાય છે. જેમનાથી આ પ્રમાણે વૃદ્ધિ ન થાય તેમણે પૂર્વે જણાવેલા પ્રતિબંધક હેતુઓનો ક્ષય કરવા વિચારવું.

પ્રાણાયામના સંબંધમાં શ્રી વસિષ્ઠસંહિતામાં એમ પણ કહ્યું છે, કે જેમાં પ્રસ્વેદ થાય છે તે કનિષ્ટ છે, જેમાં કંપ થાય છે તે મધ્યમ છે, અને જેમાં આસનનું ઉત્થાન થાય છે તે પ્રાણાયામ ઉત્તમ છે. કૂર્મપુરાણમાં વળી કહ્યું છે, કે બાર માત્રાવાળો પ્રાણાયામ મંદ છે, ચોવીસ માત્રાવાળો મધ્યમ છે અને છત્રીસ માત્રાવાળો ઉત્તમ છે. જે પ્રાણાયામમાં એક માત્રાથી પૂરક, ચાર માત્રાથી કુંભક અને બે માત્રાથી રેચક કરવામાં આવે છે, તે એક માત્રિકા પ્રાણાયામ કહેવાય છે. આ પ્રમાણે બે માત્રા, ચાર માત્રા, આઠ માત્રા, બાર માત્રા વગેરેનું પ્રમાણ સમજવું.

સાધારણ રીતે પ્રાણાયામના સાધકે આ પ્રમાણે પ્રાણાયામની શરૂઆત કરવી. પ્રથમ ડાબા નાકદ્વારા અંદરના વાયુને બહાર કાઢી નાંખવો. પછી તરત જ જમણા નાકને જમણા હાથના અંગુઠાવડે બંધ કરવું અને ડાબા નાકથી એક માત્રાથી શ્વાસને ધીમે ધીમે અંદર લેવો. પછી તે જ હાથની ટચલી તથા તેની જોડની (અનામિકા) આંગળીવડે ડાબું નાક બંધ કરી દેવું. પછી ચાર માત્રાસુધી અંદર

વાયુને પૂરી રાખવો અર્થાત્ કુંભક કરવો. પછી જમણા નાકથી અંગુઠો ઉપાડી લેઇને ધીમે ધીમે અંદર રહેલા વાયુને બે માત્રાના પ્રમાણથી બહાર કાઢી નાંખવો. પુનઃ ડાબું નાક તે જેમ બંધ હોય છે તેમ બંધ રાખીને જમણા નાકથી તેજ પ્રમાણે તેટલી જ એક માત્રાવડે પૂરક કરવો, ચાર માત્રાવડે કુંભક કરવો, અને બે માત્રાવડે ડાબા નાકથી રેચક કરવો.

હવે આરંભમાં જેટલી માત્રાનો પ્રાણાયામ સુખપૂર્વક થઇ શકે તેટલી માત્રાનો પ્રાણાયામ કરવો. રેચક કરતી વખતે ઉતાવળ કરવી પડે કે કુંભક વખતે અકળામણ થાય તો માત્રાનું પ્રમાણ ઓછું કરવું. પ્રાણાયામમાં ઉતાવળ કરવી નહિ. પણ ધીમે ધીમે આગળ વધવું. પરંતુ લક્ષ્યમાં એટલું રાખવું, કે તે નિત્ય નિયમિત વખતે કરવા જોઇએ.

કોઇ ઠેકાણે પ્રથમ જમણા નાકવડે વાયુને પૂરવાનું કહ્યું હોય છે, અને કોઇ ઠેકાણે ડાબા નાકવડે પૂરવાનું કહ્યું હોય છે, પણ તેમાં કોઇ મોટો વિરોધ સમજવો નહિ. પોતાને અનુકૂલ જણાય તે પ્રમાણે કરવા, પણ નિત્ય એક જ ક્રમ કાયમ રાખવો. ઉત્તમ તો એ છે કે સદ્‌ગુરુ પાસેથી કયો પ્રાણાયામ કરવો તે જાણી લેવું, એ વિશેષ હિતકર છે; તોપણ તેવો યોગ ન આવે તે ઉપર પ્રમાણે સાદો પ્રાણાયામ નિત્ય શાંતિથી કરે છે તો તેને હાનિ ન થતાં લાભ જ થાય છે. ધ્યાનમાં એટલું રાખવું, કે જે નાકથી રેચક કરવો તે નાકથી જ પૂરક કરવો. આ પ્રકારના સાદા પ્રાણાયામને મલશોધક અથવા લોમવિલોમ પ્રાણાયામ કહે છે. પ્રાણાયામના બીજા ઘણા સરળ કઠિન પ્રકારો છે અને તે ગુરુદ્વારા જાણી શકાય છે. હઠયોગપ્રદીપિકામાં સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતલી. ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્ચ્છા અને પ્લાવની એમ કુંભકના આઠ ભેદ કહ્યા છે.

આ જ યોગના ગ્રંથમાં સાધકે આહારને માટે કેવા પ્રકારની સાવધાનતા રાખવી તે પણ જણાવેલું છે. તેમાં કહ્યું છે, કે લીંબડો વગેરે અત્યંત કડવા પદાર્થો, આમલી વગેરે અત્યંત ખાટા પદાર્થો, મરચાં વગેરે અત્યંત તીક્ષ્ણ પદાર્થો, તથા અતિ ઉષ્ણ પદાર્થો, લીલું શાક, કાંજી, તેલ, સરસવ, દારૂ, માછલાં, બકરી વગેરેનું માંસ, દહીં, છાશ, ડુંગળી, લસણ, હીંગ, ગાજર, અડદની દાળ વગેરે જે જે પદાર્થો શરીરના અવયવોને ઉન્મત્ત કરનાર હોય, જે રાજસતામસ હોય

તે સર્વ યોગના અભ્યાસકને માટે કુપથ્ય છે અને તેથી તે વર્જ્ય છે. ( જુઓ હઠયોગ પ્રદીપિકા–પ્રથમોદેશ શ્લોક ૫૯–૬૦ ) આ જ ગ્રંથમાં યોગસાધકને માટે કયો આહાર પથ્ય છે અને સેવ્ય છે તે પણ જણાવેલું છે. ઘઉં, શાલીના ચોખા, સામો, નિવાર, દુધ, ઘી, દુધપાક, ખીર, સાકર, માખણ, સુંઠ, પરવળ, સુરણ, રતાળું વગેરે જે જે પદાર્થો સાત્વિક છે, જે મધુર તથા સ્નિગ્ધ છે તેવા પદાર્થો પથ્ય છે અને તેથી સેવ્ય છે. યોગમાં આગળ વધ્યા પછી યોગીનું સામર્થ્ય વધતાં તે ગમે તે ખાય છે તો તેને અડચણ આવતી નથી, પણ સાધકે તો ન ખાવાજેવા પદાર્થો ન ખાવા, એ જ હિતકર છે. વળી પ્રાણાયામના સાધકે જેમ બહુ વધારે ખાવાનું નથી તેમ ઉપવાસ પણ કરવાના નથી. વળી તેણે જેમ ઉજાગરા કરવાના નથી. તેમ બહુ ઉંઘવાનું નથી, પણ આહારવિહારમાં મિત રહીને યોગનાં અંગોનું અનુષ્ઠાન કર્તવ્ય છે. જે આ પ્રમાણે કરતા નથી તે આગળ વધી શક્તા નથી. અને તેના પ્રમાણરૂપે હાલમાં અનેક સાધકો સ્થળે સ્થળે જોવામાં આવે છે જ.

ગુજરાતીમાં પાતંજલ યોગદર્શન નામના અત્યંત ઉપયોગી ગ્રંથના લેખક સુપ્રસિદ્ધ વિદ્દ્વરિષ્ઠ શ્રીમાન્ જેઠીસનદાસ જેઠાભાઇ કણીઆ પોતાના તે ગ્રંથમાં આહાર સંબંધમાં લખતાં એક ઠેકાણે લખે છે કે " આથી એ સ્પષ્ટ થાય છે, કે જે ગુરુ થઇને હીંદુ, પારસી, મુસલમાન વગેરે સર્વને યોગનો એક જ ક્રમ આપે છે તે યોગશાસ્ત્રના નિયમથી અજ્ઞાન છે અને તે ગુરુપદને કેવલ નાલાયક છે."

અર્થાત્ તેમના કહેવાનો ભાવ એ છે કે કુંગળી, લસણ, માંસ મદિરા, મત્સ્ય વગેરે તામસ પદાર્થોનું સેવન કરનાર મનુષ્યો યોગના અનધિકારી છે, તેમને યોગનો બોધ કરવો એ નિરર્થક છે.

જેમને યોગ સાધવો છે તેમણે આવા રાજસ તામસ પદાર્થોનો ત્યાગ કર્તવ્ય છે. આ પ્રમાણે જે આવા રાજસ તામસ પદાર્થોનો ત્યાગ કર્યાવિના યોગ સાધવા જાય છે તે તેને કદી સિદ્ધ કરી શક્તા નથી.

જેમની પ્રકૃતિ વાત પિત્ત અને કફ એ ત્રણ દોષો વિષમ અવસ્થામાં હોતા નથી તેવી હોય છે તેમને તો પ્રાણાયામ કરવા સુલભ જણાય છે, પણ જેમની પ્રકૃતિમાં આમાંથી કોઇ દોષ વિષમ અવ-

સ્થામાં હોય છે તેમને કઠન જણાય છે. આવા સાધકોને નેતિ, ધોતી, બસ્તી, નૌલિ, વગેરે ક્રિયાઓ પ્રથમ કરવી પડે છે. આ નેતિ ધોતીનું સ્વરૂપ યોગવિદ્યાના ગ્રંથમાં વર્ણવેલું હોય છે; પરંતુ તે ક્રિયાઓ પોતાનો અધિકાર ગુરુદ્વારા જાણીને પછી કરવી હિતકર છે.

શ્રી હઠયોગપ્રદીપિકામાં કહ્યું છે, કે **यथा सिंहो गजोव्याघ्रो भवेद्वश्यः शनैः शनैः । तथैव सेवितो वायुरन्यथा हन्ति साधकम्**।–જેમ સિંહ, હાથી, વાઘ ધીમે ધીમે યુક્તિવડે વશ થાય છે તેમ વાયુ પણ ગુરુદ્વારા જાણેલી યુક્તિથી વશ થાય છે, નહિ તો બન્ને મનુષ્યને હણે છે. પોતાની મેળે ગમે તેમ પ્રાણાયામ કરવાથી લાભને બદલે હાનિ જ થાય છે. વળી આજકાલ ઘણા યોગીમન્યો બીજાને પૈસા કમાવામાટે યોગનાં સાધનો પોતે યોગી બનીને શીખવતા જેવામાં આવે છે, તેવા મનુષ્યો પાસેથી પણ યોગ શીખવાથી કોઇ પ્રકારનો લાભ નહિ થતાં હાનિ જ થાય છે. જેમણે યથાર્થ યોગ સાધ્યો છે તેવા યથાર્થ યોગીને આ વિશ્વમાં કંઇ જ અસાધ્ય નથી. તેમનું જ્ઞાનૈશ્વર્ય અપાર વૃદ્ધિને પામ્યું હોય છે તેથી તેમને ઠેકાણે ઠેકાણે ફરીને અથવા તો એક ઠેકાણે રહીને સામાન્ય શિક્ષકની પેઠે પૈસા લેઇને યોગનો કંઇ વર્ગ ઉઘાડવાની જરૂર રહેતી નથી. યોગવિદ્ દયાળુ સદ્ગુરુ અધિકારી સાધકને કંઈ પણ 'ફી' લીધાવિના જ યોગ્ય સાધનોનો ઉપદેશ કરે છે. આવાં યોગનાં સાધનોની 'ફી' કરોડો રૂપૈયા આપવામાં આવે તો પણ ઓછી છે. તેથી હાલના આવા ઠગ યોગીઓથી નહિ ઠગાવા સાવધાન રહેવું ઘટે છે.

મુદ્રણકલા અર્થાત્ છાપવાની કલાની શોધ થવાથી હાલમાં વેદાંતનાં પુસ્તકોનો પ્રચાર ઠેકાણે ઠેકાણે થતો જેવામાં આવે છે. વેદાંતમાં જ્ઞાનને માટે પ્રાણાયામાદિ ક્રિયાઓ કરવાની જરૂર નથી, **वृथा प्राणपीडनम्** પ્રાણનું પીડન કરવું વ્યર્થ છે. વગેરે વચનો કહેલાં છે. તે ઉપરથી ઘણા મનુષ્યો પ્રાણાયામ વગેરેની જરૂર નથી, એમ કહે છે; અને માત્ર **अहं ब्रह्मास्मि**–હું બ્રહ્મ છું, એવી ભાવના કરવી, એ જ કર્તવ્ય છે, એમ કહે છે. આ પ્રકારનું તેમનું કથન માત્ર વેદાંતનાં કોઇ કોઈ પુસ્તકો વાંચીને જ થતું જેવામાં આવે છે. પણ આવા અતોભ્રષ્ટતતોભ્રષ્ટ વેદાંતીઓ બીજા જે સાધકો બીજાં યોગભક્તિનાં સાધનો સાધતા હોય છે, તેમને આવાં વચનોથી વ્યામોહરૂપ જાળમાં નાખીને તેથી ભ્રષ્ટ કરે છે. પોતે તો કોઇ પણ ભૂમિકાને નહિ પ્રાપ્ત

ચએલા હોવાથી ભ્રષ્ટ જ હોય છે, અને ભવિષ્યમાં પણ ભ્રષ્ટ જ રહેનાર છે; કારણ કે તે કોઇ પ્રકારની શાસ્ત્ર અથવા મહાપુરુષોએ નક્કી કરેલી પ્રણાલિકામાં વહેતા નથી.

આ વિશ્વમાં જે વસ્તુ પરમ પ્રાપ્તવ્યરૂપે મહાપુરુષો કે જેમણે તેને પ્રાપ્ત કરી છે, નક્કી કરાઇ છે, તે વસ્તુને પ્રાપ્ત કરવાના ત્રણ મુખ્ય માર્ગ તેમણે પોતાની નિરાવરણ સર્વજ્ઞ દૃષ્ટિવડે નક્કી કર્યાં છે. તે ત્રણ મુખ્ય માર્ગ તે યોગ, ભક્તિ અને વેદાંત છે. આ ત્રણે માર્ગથી આ પરમ વસ્તુની અથવા પરમ તત્ત્વની પ્રાપ્તિ થઇ શકે છે. આ વિશ્વમાં જૂદા જૂદા મનુષ્યોની અંતઃકરણની સંપત્તિ જૂદી જૂદી હોવાથી આ ત્રણ માર્ગોની આવશ્યકતા છે. કેમ કે એકને એક માર્ગ રુચિકર જણાય છે તો અન્યને અન્ય રુચિકર જણાય છે. પરંતુ આ ત્રણે માર્ગવડે પરમ વસ્તુની અથવા પરમતત્ત્વની–કે જે પ્રાપ્ત કર્યાં પછી આ વિશ્વમાં કંઇ જ પ્રાપ્તવ્ય શેષ રહેતું નથી અને જેને પ્રાપ્ત કરીને અભિમાની કૃતકૃત્ય થઇ રહે છે–પ્રાપ્તિ થઇ શકે છે એવું શાસ્ત્રનું તથા સત્પુરુષો અથવા તત્ત્વવિત્ પુરુષોનું સપ્રમાણ કથન છે.

આ પ્રમાણે હોવાથી એકલા વેદાંતવડે જ અર્થની સિદ્ધિ થાય છે, અને અન્ય માર્ગથી કંઈજ અર્થ સધાતો નથી, એમ કહેવું, એ અજ્ઞાનનો જ પરિણામ છે. અને તે પ્રમાણે કહેનાર માત્ર બોલી જાણનાર હોય છે, પણ તેમણે કંઇ પણ આ વિશ્વમાં પ્રાપ્ત અથવા સિદ્ધ કરેલું હોતું નથી. આ પરમ વસ્તુની પ્રાપ્તિ થાય છે માટે તો યોગ અને ભક્તિની સાર્થકતા છે અને તેનું કથન સર્વજ્ઞ શાસ્ત્રકારોએ કરેલું છે. જો આ યોગ અને ભક્તિવડે અશેષ દુઃખની નિવૃત્તિ ન થતી હોત તથા પરમાનંદની પ્રાપ્તિ ન થતી હોત, જો તેથી જીવને અવિદ્યાની નિવૃત્તિપૂર્વક. ક્લેશોની નિવૃત્તિપૂર્વક મુક્તિ ન મળતી હોત તો આ યોગ અને ભક્તિનું કંઇ જ પ્રયોજન ન હતું. પણ જે અર્થ એકથી સધાય છે તે જ અર્થ બીજાથી સધાય છે માટે ત્રણેની આવશ્યકતા છે.

વળી હાલના સમયમાં વાતોડીયા વેદાંતનો પ્રચાર ઘણો થતો હોવાથી શુદ્ધ ભક્તિ અને યોગનાં સાધનોનો પ્રચાર થાય, તેને પ્રજા સાધે, તો તે અધિક હિતકર છે. હાલની અત્યંત નિર્બળ અને નિર્માલ્ય દશાએ પહોંચેલી પ્રજા જો યોગનાં સાધનોનું અનુષ્ઠાન કરે તો તે બળવાન્ અને સત્ત્વબળવાળી થાય, તેથી આજના સમયમાં પ્રજાને

યોગનાં સાધનોની ઓછી જરૂર છે એમ નથી. વેદાંતની બે વાતો આમ તેમ ક્યાંથી કે ગમે તેમ કલ્પનાના પ્રદેશમાં રમ્યાથી કંઇ પરમતત્ત્વની પ્રાપ્તિ થઇ જતી નથી, અને ક્લેશની નિવૃત્તિ થતી નથી. જો થતી હોય તો આજે અનેક મનુષ્યોના સંબંધમાં તે પ્રમાણે બનવું જોઈએ. વેદાંત કંઈ એમ વાતો કરે સિદ્ધ થઇ જતુ નથી. તેને માટે ઘણો ઉંચો અધિકાર જોઇએ છીએ તથા અંતઃકરણ અત્યંત ઉન્નત દશાએ પહોંચેલું હોવું ઘટે છે. વળી વેદાંત કંઇ પુસ્તકો વાંચી જાણી શકાતું નથી. તેને પણ તત્ત્વવિદ્ યોગ્ય સદ્ગુરુ પાસેથી શીખવું પડે છે. અને આવા યોગ્ય સદ્ગુરુ યથાધિકાર મુમુક્ષુને તેનો બોધ કરે છે.

પ્રાણાયામરૂપ યોગાંગ પણ તત્ત્વજ્ઞાનનું સાધન હોવાથી તેનું અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે. સંધ્યાવંદન જેવી નિત્યની દ્વિજે કરવાની ક્રિયામાં પણ પ્રાણાયામને દાખલ કરેલો છે, કે જેથી તેનું નિત્ય અનુષ્ઠાન થાય. શ્રીશ્વેતાશ્વતર શ્રુતિમાં પણ કહ્યું છે કે **प्राणान्प्रपीड्येह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोः श्वसीत** (શ્રી શ્વેતાશ્વતરોપનિષદ્ પૃષ્ઠ ૪૧ ૪૨ ૪૩ આનંદાશ્રમ ગ્રંથાવલિ.) તાત્પર્ય કે પ્રાણાયામ પણ તત્ત્વજ્ઞાનમાં ઉપકારક છે. પ્રાણનો જય થવાથી મનોજય થાય છે અને મનોજય એ તત્ત્વજ્ઞાનમાં ઉપકારક છે. વાસનાક્ષય, મનોજય અને તત્ત્વજ્ઞાન, એ ત્રણે મુક્તિનાં સાધનો છે. પ્રાણનો જય કરતાં વાસનાના સૂક્ષ્મ સંસ્કારો પણ બળી જાય છે અને મનોજય તો તેની સાથે જ થાય છે, જેથી તે હિતકારક જ છે, અને તેથી તે સેવ્ય છે. કોઇ કહે, કે પ્રાણાયામની કંઇજ જરૂર નથી તો તેને ભ્રમિત મગજનો ગણી તેની વાત કાને ધરવી ઉચિત નથી.

ગૃહસ્થ દશામાં પણ ઉપર જણાવ્યા તે લોમવિલોમ પ્રાણાયામ સાધી શકાય છે, અને તેના અપૂર્વ લાભ લણી શકાય છે. પ્રાણાયામથી આરોગ્ય સુદૃઢ થાય છે, તેથી આયુષ પણ દીર્ઘ થાય છે જેથી તે નિત્ય કર્તવ્ય છે. પછી આ જીવનમાં પ્રાપ્તવ્ય પ્રાપ્ત થતાં જીવન્મુક્ત દશાનો અનુભવ થાય ત્યારે પ્રાણાયામ તો શું પણ બીજાં બધાં સાધનો છોડી દેવાને અડચણ નથી; અને તે દશામાં તે સર્વ એની મેળે જ છુટી જાય છે. પરંતુ આવી ઉન્નત દશા પ્રાપ્ત ન થઇ હોય ત્યાંપર્યંત વિવિધ સાધનોનું અનુષ્ઠાન પ્રમાદ રહિતપણે કર્તવ્ય

છે. આરોગ્ય સુદૃઢ હોય છે અને આયુષ્ દીર્ઘ હોય છે તો મનુષ્ય જીવનમાં જે કરવું હોય છે તે કરી શકે છે, અને કૃતકૃત્ય થઇ શકે છે. તેથી આટલા માટે પણ પ્રાણાયામ નિત્ય કર્તવ્ય છે. પ્રાણાયામ જેવો આરોગ્યને સુદૃઢ કરનાર અને આયુષ્ને દીર્ઘ કરનાર બીજો એક પણ ઉત્તમ ઉપાય આ વિશ્વમાં નથી.

આપણે આગળ જણાવી ગયા છીએ કે પ્રાણાયામના ઘણા પ્રકાર છે અને તે અધિકારીએ ગુરુદ્વારા જ જાણવાયોગ્ય છે. ઉપર પ્રાણાયામના ત્રણ પ્રકાર કહ્યા તે ઉપરાંત કેવળ કુંભક નામનો ચતુર્થ પ્રાણાયામ પણ છે. આ પ્રાણાયામમાં પૂરક તથા રેચક બન્નેનો ત્યાગ હોય છે. આમાં રેચક કે પૂરક કરવાનો હોતો નથી, પણ તેમાં બન્નેનું અતિક્રમણ થએલું હોય છે. ઘણા અભ્યાસના બળથી જ આ કેવળ કુંભક કરવાની યોગ્યતા આવે છે. સો દિવસનો કેવળ કુંભક પણ થઇ શકે છે, અથવા કરી શકાય છે. જો કે આટલો કુંભક ઘણો ભારે કહેવાય છે તોપણ અભ્યાસના બળથી તે પ્રમાણે થઇ શકે છે. જ્યાંસુધી કેવળ કુંભકનો અધિકાર ન આવે ત્યાંસુધી પૂર્વના ત્રણ પ્રકારના પ્રાણાયામ કર્તવ્ય છે.

ભગવાન્ પતંજલિ પ્રાણાયામનું ફલ જણાવતાં કહે છે, કે **ततः क्षीयते प्रकाशावरणम्**–પ્રાણાયામની સિદ્ધિથી વિવેકજ્ઞાનને આવરણ કરનાર પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે. પ્રકાશ એટલે વિવેક સાક્ષાત્કાર અથવા પ્રકાશસ્વરૂપ બુદ્ધિ સત્ત્વ જે સ્વભાવે કરીને પ્રકાશગુણવાળું છે છતાં જે રાગની વિશેષતાને લીધે વિષયોએ કરીને આવૃત્તસ્વભાવવાળું થયું છે. આ વિવેકજ્ઞાનને અથવા બુદ્ધિસત્ત્વને ઢાંકી દેનાર જે આવરણ છે તેનો પ્રાણાયામથી ક્ષય થાય છે.

મુખ્ય પ્રાણ એ શ્વાસ નથી અને પ્રશ્વાસ નથી, પણ આ પ્રાણની સત્તાથી જ બહારનો વાયુ અંદર પ્રવેશે છે તથા અંદરનો વાયુ બહાર જાય છે. આ પ્રાણ તો ઘણો સૂક્ષ્મ છે. આ પ્રાણનો સંબંધ જન્મપૂર્વે થાય છે અને તે આ શરીર છુટે છે ત્યારે જ તે છુટે છે. આ પ્રાણનો મન, અંતઃકરણ તથા ઇંદ્રિયોસાથે ગાઢ સંબંધ છે. આ પ્રાણનો નિરોધ થવાથી અત્યંત સૂક્ષ્મ કળાવાળો એક પ્રકારનો અગ્નિ પ્રકટે છે, જે મનના, અંતઃકરણના તથા ઇંદ્રિયોના દોષોને બાળે છે. શ્રીમનુભગવાને આટલા માટે જ કહ્યું છે કે **दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः । तथेन्द्रियाणां दह्यन्ते**

**दोषाः प्राणस्य निग्रहात्**–જેમ ધાતુના દોષો ધમવાથી બળી જાય છે તેમ પ્રાણના નિરોધથી એકાદશ ઈંદ્રિયોના દોષો બળી જાય છે. આ દોષો બળી જવાથી તથા વિવેકજ્ઞાનને ઢાંકી દેનાર આવરણનો ક્ષય થવાથી બુદ્ધિ સત્ત્વ વિશુદ્ધ થાય છે અને તેથી જ્ઞાન પ્રદીપ પ્રકટે છે. આ પ્રમાણે અજ્ઞાનજન્ય ક્લેશોની નિવૃત્તિ થવામાં તથા અજ્ઞાનઆવરણને દૂર કરીને જ્ઞાનપ્રકાશને પ્રકટાવવામાં પ્રાણાયામ ઉપકારક છે અને તેથી તે તત્ત્વજ્ઞાન થવામાં સહાયક છે, જેથી તે વિવેકીએ નિત્ય સેવ્ય છે.

વળી યોગનાં આગળનાં અંગો જે પ્રત્યાહાર અને ધારણા તેમાં પણ પ્રાણાયામવડે સાહાય્ય થાય છે. પ્રાણાયામની સિદ્ધિ થતાં આ અંગો ઝટિતિ સુલભતાથી સધાય છે. પ્રાણનો નિરોધ થવાથી મનનો પણ નિરોધ થાય છે, કારણ કે તે બન્નેને પરસ્પર ગાઢ સંબંધ છે અને મનનો નિરોધ થવાથી ધારણા નામનું સાધન કરવાને સાધક અથવા યોગી સમર્થ થાય છે.

ભગવાન્ પતંજલિ આ વાર્તાનું કથન કરતાં પાતંજલ યોગ સૂત્રોમાં કહે છે કે "**धारणासु च योग्यता मनसः**–આ પ્રાણાયામની સિદ્ધિ થવાથી વિવિધ ધારણા કરવા અંતઃકરણ યોગ્ય થાય છે. ધારણામાં અંતઃકરણમાં તામસ દોષને લીધે તથા રાજસ દોષને લીધે જે વિક્ષેપ થતો હોય છે તે આથી દૂર થાય છે. કારણ કે પ્રાણાયામથી રાજસ તામસ દોષોનો ક્ષય થાય છે. વળી ચંચળ મન પણ ચંચળતાને ત્યજે છે, તેથી પણ ધારણા ઉત્તમ પ્રકારે સધાય છે. શ્રીહઠયોગદીપિકામાં કહ્યું છે કે **यतो मरुत् तत्र मनःप्रवृत्ति यतो मनस्तत्र मरुत्प्रवृत्तिः**। જ્યાં પ્રાણની ગતિ થાય છે ત્યાં મનની ગતિ થાય છે અને જ્યાં મનની ગતિ થાય છે ત્યાં પ્રાણની ગતિ થાય છે. શ્રીમહેશ્વર ભગવાન્ પણ અમરકખંડમાં કહે છે કે **प्राणो यत्र विलीयते मनस्तत्र विलीयते**–પ્રાણનો જ્યાં વિલય થાય છે ત્યાં મનનો વિલય થાય છે અને મનનો જ્યાં વિલય થાય છે ત્યાં પ્રાણનો થાય છે. આ પ્રમાણે એકના નિરોધથી બીજાનો નિરોધ થાય છે, કારણ કે બન્નેને પરસ્પર ગાઢ અને નિકટનો સંબંધ છે.

વળી સૂક્ષ્મ સૂક્ષ્મ ધારણાઓ કરવાને પણ રજસ્ તમસ્ દોષથી નિવૃત્ત થએલું મન યોગ્ય થાય છે. જ્યારે સૂક્ષ્મ વિષયમાં અંતઃક-

સ્તુની ધારણા થાય છે ત્યારે જ તેની ધારણા કરવાની યોગ્યતા થઇ છે, એમ કહેવાય છે.

વળી અંતઃકરણની શુદ્ધિ થવાથી અંતઃકરણમાંથી વિવિધ ઈંદ્રિયોમાં તથા સૂક્ષ્મ નાડીઓમાં એક પ્રકારને જે સૂક્ષ્મ દ્રવ વહે છે તે દ્રવ પણ વિશુદ્ધ હોવાથી ઈંદ્રિયોની તથા નાડીઓની શુદ્ધિ થાય છે.

વળી પ્રાણને જો અનાહતચક્રમાં નિરોધ કરવામાં આવે છે તો સૂક્ષ્મ કળાને પામેલો પ્રાણ હૃત્પદ્મમાં રહેલા અભિમાનીને બ્રહ્મરંધ્રમાં લઇ જાય છે અને સમાધિને પ્રાપ્ત કરાવે છે.

વળી અનાહતચક્રમાંના પ્રાણને નિરોધ થવાથી તેમાંથી અનાહત ધ્વનિ ઉઠે છે જે યોગમાં ઘણો ઉપકારક છે. આ ધ્વનિથી અંતઃકરણને લય સહજ થાય છે.

વળી પ્રાણનો નિરોધ થવાથી સુષુમ્ણાનું મુખ બંધ કરીને પડેલી કુંડલિની શક્તિ પણ જાગ્રત્ થાય છે અને સુષુમ્ણાનો માર્ગ ખુલ્લો થાય છે. જે દ્વારે સાધકયોગી બ્રહ્મરંધ્રમાં સુલભતાથી જઇ શકે છે અને સહસ્રદલપદ્મમાં સ્થિતિ કરી શકે છે. વળી કુંડલિની જાગ્રત્ થવાથી સંપૂર્ણ સંચિત કર્મોના દોષો પણ બળી જાય છે. અને આ લાભ યોગીને નાનોસુનો નથી. આ સર્વ ફળ પ્રાણાયામનાં છે.

આ વિના બીજા સામાન્ય લાભ પણ યોગીને થાય છે. જેમકે શરીરમાં લઘુતા આવે છે, પ્રમાદ વગેરેને પ્રકટાવનાર જડતાની નિવૃત્તિ થાય છે, શરીર સુદૃઢ થાય છે, આરોગ્ય પણ દીર્ઘ થાય છે, શરીરના અવયવોની શુદ્ધિ થવાથી પૂર્વે નહિ અનુભવેલું એવું આરોગ્ય અનુભવાય છે, અંતઃકરણ નિર્મળ થાય છે. જેથી શુદ્ધ વિચારો પ્રકટે છે, અને મલિન વિચારો દબાય છે, એક પ્રકારની અપૂર્વ પ્રસન્નતાનો અનુભવ થાય છે, મનનું સામર્થ્ય વધે છે, આ જડ સૃષ્ટિઉપર સ્વામિત્વ સ્થપાય છે, વિષયોપ્રતિ ઈંદ્રિયો લોલુપતાથી ધાવન કરતી હોય છે. તે લોલુપતાનો નાશ થાય છે, શરીર તેજસ્વી થાય છે, મળમૂત્ર ઓછાં થઇ શરીરની દુર્ગંધ ઓછી થાય છે, વાણીમાં પ્રસાદ પ્રકટે છે, કંઠ મધુર થાય છે, એ વગેરે અનેક અવાંતર સ્થૂલ સૂક્ષ્મ લાભ થાય છે.

જ્યારે માથું દુઃખતું હોય, ચકરી આવતી હોય, બેચેની જણાતી હોય, ગ્લાનિ, શોક વગેરે જણાતાં હોય, નિરાશા જણાતી હોય, ઉદાસીનું ભાન રહેતું હોય તે પ્રસંગે પ્રાણાયામ કરવાથી આ સર્વ અવ્યવસ્થા સહજ શમી જાય છે.

યોગશાસ્ત્રમાં જ્યારે ચિત્ત વ્યગ્ર હોય, ક્રોધ પ્રકટયો હોય ત્યારે પ્રાણાયામ ન કરવાનું કહ્યું છે અને ઉપર જણાવેલા પ્રસંગે પ્રાણાયામ કરવાનું કહેવામાં આવે છે તો તે બન્ને વિરોધી વાતો છે. આ વિરોધનું સમાધાન એ છે કે જ્યારે ચિત્ત વ્યગ્ર હોય તથા ક્રોધ પ્રકટયો હોય ત્યારે પ્રાણાયામ ન કરવા એ બરાબર છે. પ્રાણનો જય કરવા માટે જે પ્રાણાયામ યોગશાસ્ત્રમાં કરવાના કહ્યા છે તે આવા સમયે ન કરવા; પણ માત્ર માથું દુઃખતું મટાડવા માટે, તથા ઉદાસીનો જય કરવા માટે સાદા પ્રાણાયામ કરવાને અડચણ નથી. હૃદય તથા ફેફસાંના રોગ પણ પ્રાણાયામથી મટવાનો સંભવ આવે છે.

પાશ્ચાત્ય દેશોમાં માત્ર દીર્ઘ શ્વાસ પ્રશ્વાસની ક્રિયાથી પણ મનુષ્યો અનેક લાભ મેળવે છે તથા તેની સાથે ભાવના કરીને પોતાના અનેક રોગ મટાડે છે. તથા ઉત્તમ આરોગ્યને પ્રાપ્ત કરે છે. આનું કારણ એ છે કે તે નિયમિત ધ્યાનપૂર્વક મન પરોવીને જે કર્તવ્ય હોય છે તે કરે છે. જ્યારે આપણા દેશમાં પ્રાણાયામના વિવિધ ઉત્તમ પ્રકારો ઘણા મનુષ્યોના જાણવામાં છતાં, તથા આ દેશમાં અનેક અધિકારી પુરુષો પ્રાણાયામનો માર્ગ દર્શાવનાર હોવા છતાં આપણી પ્રજાની આ માર્ગમાં પ્રગતિ થતી નથી. તેનું કારણ એ છે, કે નિયમિત કોઈપણ માર્ગમાં પ્રગતિ કરવી, એ સ્વભાવ આપણી પ્રજામાંથી જતો રહ્યો છે.

પ્રાણાયામ કરનારે આટલી બાબતો તો અવશ્ય કરીને લક્ષમાં રાખવી.

૧ નિત્ય નિયમિત સમયે પ્રાણાયામ કરવા.

૨ વચમાં બનતાસુધી દિવસ પડવા દેવા નહિ.

૩ ભરેલા પેટે પ્રાણાયામ કરવા નહિ.

૪ આસન સ્થિર થતા દઇને પછી પ્રાણાયામ કરવા.

૫ પ્રાણાયામ કરતી વખતે કરોડ. ડોક અને માથું એ ત્રણેને એક સીધી લીટીમાં રાખવાં અને કેડોમાંથી વાંકા વળીને બેસવું નહિ.

૬ શાંતિથી પ્રાણાયામ કરવા, પણ તેમાં પૂરક, કુંભક. કે રેચક વખતે ઉતાવળ કરવી નહિ.

૭ ચિત્તવૃત્તિને અંતરમાં સ્થિર કરવી અને ભાવનાને સાથે જોડવી.

૮ ધીમે ધીમે આગળ વધવું, પણ એક સામટા પ્રાણાયામ કદી કરવા નહિ. થાક જણાય ત્યારે પ્રાણાયામ ન કરવા.

૯ રોજ નિયમિત સંખ્યા કરવી. એક દિવસ વધારે અને એક દિવસ ઓછી સંખ્યા કરવી નહિ.

૧૦ આહાર વિહારની સાવધાનતા રાખવી.

વેદાંતવિચારને મહત્તા આપનાર પણ પ્રાણાયામથી લાભ મેળવી શકે છે. કુંભક કરતી વખતે 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે ભાવના કરવી અને રેચક વખતે મારા મનના સઘળા મેલ બહાર નીકળી જાય છે, એવી ભાવના કરવી; કુંભક વખતે આ વિશ્વમાં સભર વ્યાપેલા પરમતત્ત્વસાથે મારો અભેદ છે, અને અંતર્ બહિર્ આ પરમ તત્ત્વવિના બીજું કંઇ જ નથી, એ પ્રમાણે ભાવના કરવી.

ઉદાસી, ગ્લાનિ, ભય, શોક વગેરેનો નાશ કરવા માટે જે પ્રાણાયામ કરે તેમણે રેચક વખતે ઉદાસી, ગ્લાનિ વગેરેનો નાશ થાય છે, એ પ્રમાણે ભાવના કરવી, અને કુંભક વખતે હું પૂર્ણ છું, નિર્ભય છું, પ્રશાંત છું, આનંદરૂપ છું, એ વગેરે ભાવના કરવી.

વળી આ પણ એક પ્રાણાયામનો ઉત્તમ પ્રકાર છે. સુતાં સુતાં શ્વાસ લેતી વખતે નવરા પડીએ ત્યારે સો શબ્દનો દીર્ઘ ઉચ્ચાર મનમાં કરવો અને શ્વાસ મુકતી વખતે ડહં શબ્દનો તે જ પ્રમાણે ઉચ્ચાર કરવો. આ પ્રમાણે અને હું તે તત્ત્વરૂપ છું, હું તે પરમાત્મરૂપ છું, એ પ્રમાણે અંતરથી ભાવના કરવી.

એ વાત સત્ય છે, કે પ્રાણાયામ એ આત્મજ્ઞાન નથી, પણ આત્મજ્ઞાનનું તે એક ઉત્કૃષ્ટ સાધન છે. ઘણા વેદાંતીઓ, કે જે યોગ્ય સદ્‌ગુરુવિનાના હોય છે અને જેમની કોઇ સ્થિતિ હોતી નથી, અને જે માત્ર પોપટજેવા જ હોય છે તે કહે છે, કે "પ્રાણાયામ વગેરે સાધનોની શી જરૂર છે, સાધનોથી કંઇ આત્માની પ્રાપ્ત થતી નથી. તેથી પ્રાણાયામ વગેરે ક્રિયાઓ નિરર્થક છે."

પણ આ લોકોનું કહેવું અનુભવવગરનું જ હોય છે; જો આ પ્રમાણે પ્રાણાયામ નિરર્થક છે તો પછી વેદાંતમાં જણાવેલાં શ્રવણ મનન, નિદિધ્યાસન વગેરે સાધનો પણ નિરર્થક છે. પરંતુ સત્ય વાર્તા એ છે કે આ શ્રવણ મનન આદિ સાધનોવડે જેમ પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, તેમ પ્રાણાયામરૂપ સાધનવડે પણ તેનો સાક્ષાત્કાર થાય છે.

વળી ઉપર જણાવ્યા તેવા વાતોડીઆ વેદાંતીઓ કહે છે, કે પ્રાણાયામ તો માત્ર એક કસરત છે. હા, ખરી વાત છે. તે એક કસરત છે,- વ્યાયામ છે, પણ તે એવી કસરત છે, કે જેના પરિ- ણામમાં આરોગ્ય સુદૃઢ થાય છે, આયુષ્ દીર્ઘ થાય છે, નાડીઓની શુદ્ધિ થાય છે,- અંતઃકરણની શુદ્ધિ થાય છે, અર્થાત્ તેના રાજસતામસ દોષો ન્યૂન થાય છે, અને મન સ્થિર થઇ અંતરમાં જ્ઞાનપ્રકાશ થાય છે તથા આ વિશ્વઉપર અદ્ભુત સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તથા આવાં બીજાં અનેક સામર્થ્યો પણ પ્રાપ્ત થાય છે. તો આવા મહત્ ફળને આપનાર કસરત નિત્ય કરવાને શી અડચણ છે તે સમજાતું નથી. પરંતુ આ લોકો પ્રાણાયામના મહિમાને કિંચિત્ સરખો પણ નહિ જાણતા હોવાથી તે ઉપર જણાવ્યાં તેવાં વચનો અજ્ઞાનથી બોલે છે, જેથી બુદ્ધિમાને અને સત્સુખેચ્છકે તેવાં વચનોથી વ્યામોહને ધરવો ઘટતો નથી.

આ લેખક માને છે કે પ્રાણાયામના સંબંધમાં આ લેખમાં ઘણી ચર્ચા કરી એ સંબંધમાં યથામતિ પ્રકાશ પાડયો છે તો વિવેકી વાચકવર્ગ તેના મહિમાને જાણીને તેનું નિત્ય આગ્રહ અને પ્રેમથી અનુષ્ઠાન કરવા કૃપા કરશે.

(અપૂર્ણ.)

पंडित जगन्नाथ प्रभाशंकर.

# मंत्र, विद्यानुं रूप क्यारे पकडे ?

**विद्याशरीरसत्ता मंत्ररहस्यम् ॥**

**મંત્ર વિદ્યાનું રૂપ પકડે ત્યારે રહસ્ય ઉઘડે.**

કેટલાક ધર્મનિષ્ઠ શ્રેયઃસાધકો મને પૂછે છે કે અમારા મંત્રની સિદ્ધિ કેમ થતી નથી; અમુક પુરુષ પારંગત અથવા મંત્રસિદ્ધ કેમ થયા અને અમે જ્યાં ને ત્યાં પડેલા જેવા કેમ જણાઇએ છીએ ? આ પ્રશ્નના યથામતિ સમાધાનાર્થે આજના વિષયનો ઉપક્રમ થાય છે.

શ્રી સદ્‌ગુરુ પરમાત્માદ્વારા ભોગ મોક્ષને સિદ્ધ કરાવનાર અમે ત્ર મંત્રરૂપ સાધન મેળવ્યા પછી શ્રેયઃસાધકો મંત્રરક્ષણ અને મંત્રદીપન કરતા નથી. મંત્રની પ્રાપ્તિ પ્રાક્તન પુણ્યનું ફળ છે, પરંતુ તે મંત્રનું રક્ષણ અને મંત્રનું સિદ્ધિપર્યંત દીપન વર્તમાન જન્મના પ્રયત્નથી જ થઇ શકે છે. આંબાઉપર કેરી તૈયાર થવી એ આંબાના માલીકનું પ્રાક્તન કર્મનું ફલ છે. પરંતુ તે ફલનું રક્ષણ કરી આત્મભોગને અર્થે અથવા પરભોગને અર્થે તેને પકવવાની યોજના કરવી એમાં પુરુષપ્રયત્નની જરૂર છે. ઉંચા પ્રકારનાં ફલ માલીકની બેદરકારીથી કોઇના ઉપયોગમાં આવ્યા વિના નાશ પામે છે; અને ચતુર માલીક સામાન્ય ફલનો પણ સારો વિનિયોગ કરી જાણે છે.

કેટલાંક પુષ્પો માત્ર સુંદર રૂપવાળાં હોય છે, અને કેટલાંક માત્ર સુગંધવાળાં હોય છે. પરંતુ કેટલાંક ગુલાબ ચંપો વગેરે સારાં રૂપવાળાં અને સારા ગંધવાળાં હોય છે, પુષ્પની સુરૂપ અને સુગંધ— એ બે શકિત છે, તેમ મંત્રની પણ બે પ્રકારની શકિત છેઃ એક શકિતનું નામ વાચકશકિત છે; અને બીજીનું નામ વાચ્યશકિત છે. વાચકશકિતના પ્રભાવથી શબ્દબ્રહ્મ શબ્દસૃષ્ટિરૂપે ખીલે છે; વાચ્ય-શકિતના પ્રભાવથી અર્થબ્રહ્મ અર્થસૃષ્ટિરૂપે ખીલે છે. આ ઉભય સૃષ્ટિના વૈભવનો અનુભવ મંત્રવિદ્‌ને થાય છે. જેમ સુંદર અને સુગંધવાળાં પુષ્પો ભોક્તાના અભાવે નિરર્થક જીવન ગાળનારાં થાય છે, તેમ અનુભવ અથવા વેદનવિના મંત્રની વાચકશકિત અને વાચ્ય-શકિત ખીલે તોપણ જ્ઞાતાના અભાવે નિરર્થક છે. મંત્ર પોતે જ વાચક અને વાચ્યરૂપે વ્યકત થાય તેવો પદાર્થ છે. શબ્દમાં નૈસર્ગિક અર્થને

વ્યક્ત કરવાની શક્તિ હોય છે, પરંતુ તેનો સ્ફોટ જ્ઞાતાના વ્યાપાર-ઉપર આધાર રાખે છે. ગાય–એ શબ્દનો અર્થ ગાયરૂપ જાતિમાં અથવા વ્યક્તિમાં સદા સર્વદા અન્વિત એટલે જોડાયેલો હોય છે, પરંતુ તે જાતિ અથવા વ્યક્તિનો બોધ શબ્દસંકેતને જાણનાર મનુષ્યની બુદ્ધિમાં થાય છે. જ્યાં સુધી આ બોધનો ઉદય અથવા સ્ફોટ ન થાય ત્યાં સુધી ગાય–એ શબ્દ અને ગાય–એ અર્થ નિત્યસંબંધ-વાળા છતાં અબોધ્ય નાદ જેવા હોય છે. પક્ષીઓના અનંત શબ્દો આપણા સંકેતના જ્ઞાનના અભાવે અમુક ભાવોમાં તે ગુંથાયેલા છતાં આપણને અજ્ઞાત રહે છે. સામાન્ય શબ્દજ્ઞાનમાં જેવો નિયમ છે, તેવો જ નિયમ માંત્રિક શબ્દબોધના ઉદયમાં પણ પ્રવર્તે છે. આપણો મંત્ર આપણા મંત્રસંકેતને નહિ જાણનારને પક્ષિના કલકલ શબ્દ જેવો છે; આપણે પોતે પણ સંકેતનું ગ્રહણ ન કરીએ તો તે મંત્ર કેવલ નાદ-રૂપ અથવા ધ્વનિરૂપ છે, પરંતુ તે વાચકશબ્દ ગણાય નહિ. આપણા મંત્રને આપણે કેવલ નાદ અથવા કેવલ ધ્વનિને બદલે વાચકશક્તિ-વાળો પ્રથમ બનાવવો જોઇએ. ઘણા મંત્રજાપી સાધકો મંત્રના શબ્દનું કેવલ નાદરૂપે અથવા ધ્વનિરૂપે રટણ કરે છે. આથી મંત્રની નાદશક્તિ આપણા જ્ઞાન અને ક્રિયાતંતુમાં વ્યાપ્ત થાય છે, અને તેથી બીજા પદાર્થોનાં જ્ઞાન અને તેની પ્રાપ્તિના વ્યવસાયમાંથી આપણને છોડવી એક રીતે વિજાતીય વૃત્તિઓને તે મંત્રજપ અટકાવે છે તે વાત ખરી છે, પરંતુ મંત્રની વાચકશક્તિસાથે તે જપ થયેલો નહિ હોવાથી આપણે સજાતીયવૃત્તિના અસ્તવ્યસ્ત તરંગોને ધારાવાહી કરી શકતા નથી. કેવલ નાદશક્તિ અથવા ધ્વનિશક્તિ મોટા સ્ટીમરોડ રોલર જેવી છે. તે વડે નાના મોટા સર્વ વિષયોના કાંકરા દબાઇ જાય છે, પરંતુ તેના ઉપર "કાંક્રીટ" વિના ગાડીઓના રબરને ઘસારો પહોંચે છે, અને પગે ચાલનારના પગના તળીઆમાં દુઃખ થાય છે. મંત્રની વાચકશક્તિ ચિત્તભૂમિને સજાતીય વૃત્તિના "ક્રોન્ક્રીટ" વડે સરલ અને સુગમ બનાવે છે.

સરળ અને સુગમ પ્રવાહઅર્થે વાચકશક્તિ છે; અને ગંતવ્ય ધામે પહોંચાડનારી વાચ્યશક્તિ છે. ઘણો સુંદર રસ્તો હોય, પરંતુ જે ધામઉપર તે લઇ જાય છે તે ધામમાં પેસતાં મોટા ખાડા હોય તો આપણો પ્રવાસ ગમે તેટલી ત્વરાથી અને સુગમતાથી કર્યો હોય તો પણ નિરર્થક ગણાય છે. તેમ જે મંત્રની વાચ્યશક્તિ ઉઘડી નહિ તે

મંત્ર નાદશક્તિસંપન્ન હોય, અને વાચકશક્તિથી સંપન્ન હોય તો પણ ઇષ્ટ પ્રાપ્ત કરાવતો નથી.

સારાંશ મંત્રજાપીએ પોતાના ઇષ્ટમંત્રને કેવલ નાદબ્રહ્મમાંથી વાચકબ્રહ્મરૂપે આણવો જોઇએ, અને ત્યારપછી તેને વાચ્યબ્રહ્મરૂપે વ્યક્ત કરવો જોઇએ. વૈખરી વાણીમાં ઇતરને સંભળાય તેવો જપ પ્રાણના વેગવાળો હોવાથી નાદબ્રહ્મ સમજવો; મધ્યમામાં આપણને જ નાદનું ભાન કરાવનાર જપ તે મનના વેગવાળો હોવાથી વાચકબ્રહ્મરૂપ સમજવો; અને પશ્યંતી વાણીમાં થતો બુદ્ધિના વેગવાળો જપ તે વાચ્યબ્રહ્મરૂપ સમજવો. શબ્દનું આવું ત્રિવિધ સ્વરૂપ–નાદરૂપ, વાચકરૂપ અને વાચ્યરૂપ–શબ્દની અંતસ્થ શક્તિરૂપ છે. શબ્દની તન્માત્રારૂપ દ્રવ્યમાં જ આ શક્તિ રહેલી છે. તે ગુપ્ત અથવા અવ્યક્ત છે; તેને પ્રકટ અથવા વ્યક્ત કરનારને પરાશક્તિ કહે છે અને તે અધ્યાત્મશક્તિ છે અર્થાત્ આત્માની પોતાની સ્વયંભૂ શક્તિ છે. આ શક્તિ ચિતિરૂપા છે એટલું જ નહિ પરંતુ ચૈતન્યરૂપા છે. તે વ્યાપક અગ્નિતત્ત્વ જેવી છે એટલું જ નહિ, પરંતુ સળગતા અગ્નિની જ્યોતિ જેવી છે. ચિતિશક્તિ વ્યાપક છે. ત્યારે ચૈતન્યશક્તિ પ્રકાશતા હીરા જેવી છે; ચિતિશક્તિ વિભુ છે ત્યારે ચૈતન્યશક્તિ અણુ છે: ચિતિશક્તિ **મહતો મહીયસી પ્રકૃતિ** છે ત્યારે ચૈતન્યશક્તિ **અણોરણીયસી પ્રકૃતિ** છે, ચિતિશક્તિ શબ્દબ્રહ્મ અને અર્થબ્રહ્મમાં શાંત ભાવે રહે છે: ત્યારે ચૈતન્ય શક્તિ શબ્દબ્રહ્મ અને અર્થબ્રહ્મમાં સ્પંદભાવે ઝળકે છે; ચિતિશક્તિ નિરાકારા, નિર્વિશેષા, અને નિર્ગુણા છે, ત્યારે ચૈતન્યશક્તિ સાકારા, સવિશેષા અને સગુણા છે; ચિતિશક્તિ અધિષ્ઠાન અથવા યોનિરૂપ છે, ત્યારે ચૈતન્યશક્તિ આધેય અથવા લિંગરૂપ છે; ચિતિશક્તિ અધિષ્ઠાનભાવથી ભ્રષ્ટ થતી નથી, ત્યારે ચૈતન્યશક્તિ ઉન્મુખ થાય છે, ચિતિશક્તિ જ્ઞાનપ્રધાના છે ત્યારે ચૈતન્યશક્તિ જ્ઞાતૃપ્રધાના છે; ચિતિશક્તિમાં સામાન્ય પ્રકાશ હોય છે, ત્યારે ચૈતન્યશક્તિમાં વિશેષ પ્રકાશ હોય છે; ચિતિશક્તિમાં પ્રમાતાનું અભિમાન હોતું નથી. ચૈતન્યશક્તિમાં તે હોય છે. આ પ્રમાણે આપણા આત્માની ચિતિશક્તિ અને ચૈતન્યશક્તિ સ્વયંભૂ છે: તેમાંથી મંત્રની વાચ્ય અર્થશક્તિને અને વાચક શબ્દશક્તિને સ્પંદ આપનારી શક્તિ તે ચૈતન્યશક્તિ છે. આ વાચ્ય–વાચકને વ્યક્ત કરવાનો વેગ આપનારી શક્તિને પરાશક્તિ પણ કહે છે. આ પ્રમાણે સાધકના આત્માસાથે મંત્રનો સંબંધ નીચે પ્રમાણે બનેલો હોય છે:—

| શબ્દના વ્યાપાર અથવા પ્રવૃત્તિ | અર્થની વ્યક્તિ અથવા સ્ફોટ | અધ્યાત્મ વ્યાપાર અથવા પ્રવૃત્તિ. |
|---|---|---|
| ૧ વૈખરી વાણીનો જપ (નાદબ્રહ્મ)- | પ્રાણસ્પંદ | ક્રિયાશક્તિ |
| ૨ વાચકશક્તિવાળો મધ્યમાનો જપ- (વાચકબ્રહ્મ)- | મનઃસ્પંદ | ઇચ્છાશક્તિ |
| ૩ વાચ્યશક્તિવાળો પશ્યંતી વાણીનો જપ (વાચ્યબ્રહ્મ) | બુદ્ધિસ્પંદ | જ્ઞાનશક્તિ |
| ૪ શબ્દનિરોધ | અર્થનિરોધ | નિર્વાણશક્તિ |

શુદ્ધ વિદ્યાનો ઉદય (શુદ્ધ ચૈતન્યસ્પંદ)

ઉદાહરણ તરીકે **ॐ નમઃ શિવાય**-એ મંત્ર આપણે સ્પષ્ટ ઉચ્ચારથી વૈખરી વાણીમાં જપીએ ત્યારે આપણે વાણીના સ્થાનને ક્રિયાનો વેગ આપીએ છીએ, અને તે વેગવડે પ્રાણવાયુનો સ્પંદ થાય છે, અને ઉપરના **ન**કાર **મ**કાર ઇત્યાદિ વર્ણથી રચાયેલાં પદો અને આખું વાક્ય નાદબ્રહ્મના શરીરરૂપે ઘડાય છે. વૈખરીવાણીમાં થતો **ॐ નમઃ શિવાય**-એ જપ આપણે ઉપજાવેલો નાદબ્રહ્મનો સપ્રાણ અને સક્રિય દેહ છે અથવા મંત્રમય તનુ છે.

મંત્રમય તનુ અથવા શરીરમાં પ્રાણાત્મારૂપે પેઠેલી નાદશક્તિ શિવતત્ત્વની કોઇ નાની કલાને-(પછી તે કલા ચંપાની કળીના ઉપલા એક પડ જેવી હોય)-જ્યારે ખીલવે છે ત્યારે શબ્દની નાદશક્તિ પલટાઇ સમનાશક્તિ એટલે સંકલ્પરૂપા બને છે. આપણે જપ કરનાર શિવતત્ત્વના કોઇ સાકારરૂપના અંશને, કોઇ વિશેષ રૂપને, અથવા કોઇ ખાસ ગુણને મધ્યમામાં ઉકલીએ છીએ. આ પ્રમાણે શિવતત્ત્વના કોઈ સ્થૂલ રૂપને, અથવા સ્થૂલ ગુણને અથવા સ્થૂલ કર્મને આપણે ક્રમશઃ ચિંતવીએ છીએ. આપણે સામાન્ય સમજણવાળા મનુષ્યની પેઠે શિવની પાર્વતીસહિત અને ગંગાને ધારણ કરનારી કોઇ રમ્ય મૂર્તિને, આ વિશ્વઉપર જ્ઞાન અને વૈરાગ્યથી ગર્ભિત નેત્રવડે જોતી, અને ઇન્દ્રાદિ દેવોને ભસ્મની ચપટીથી ઐશ્વર્ય આપતી મનમાં ઉભી કરીએ છીએ. આપણે મધ્યમાના જપમાં ઉભી થયેલી અનાદિ અને અનંત ગુણોવાળી શિવતત્ત્વની મૂર્તિની અત્યંત નાની કલાને જગવીએ છીએ. અને તેસાથે આપણી જીવકલા એમ ઝંખે છે અથવા એમ ઇચ્છે છે કે આ શિવકલાસાથે હું શી રીતે સાયુજ્ય પામું.

મંત્રની આ મધ્યમા વાણીમાં ઉભી થતી ઇષ્ટદેવતાની નાની મૂર્તિ, અને તેના એક બે ગુણો અથવા પરાક્રમોને પ્રકટ કરનારી શબ્દશક્તિને વાચકશક્તિ કહે છે. સપ્રાણ અને સક્રિય મંત્રનું નાદાત્મક શરીર આપણને કહે છે કે આ મૂર્તિ અમુક અમુક અલૌકિક ગુણોવાળી, અને પરાક્રમવાળી છે. નાદાત્મક શરીર જાણે બોલતું હોય એવું મંત્રજાપીને સમજાય છે, તેથી આ શક્તિને વાચકશક્તિ કહે છે. તે આપણા કંઠના આકાશમાં "દેવવાણી" પેઠે બોલે છે. બોલનાર જાણે પડદામાં હોય અથવા ઉંચે હોય એવી સ્થિતિ આ પ્રકારના જપમાં હોવાથી આપણે દેવતાને જો કે કેવલ અવ્યક્ત ગણતાં નથી, પરંતુ વ્યક્તાવ્યક્તભાવવાળા—સહજ ઝાંખી કરાવનાર છાયારૂપવાળા—ગણીએ છીએ.

મંત્રજપ મુખમાંથી કંઠમાં ઉતર્યા પછી અધિક અભ્યાસના પરિણામમાં આપણા હૃદયદેશમાં થતો ચાલે છે. વૈખરીને જગવનાર પ્રાણને આપણે પ્રેરવો પડતો નથી: મધ્યમાને જગવનાર મનને આપણે પ્રેરવું પડતું નથી, પરંતુ પશ્યંતીમાં આપણે અંતર્મુખ ઉતરેલી દૃષ્ટિવડે—બુદ્ધિના ચક્ષુવડે—ૐ **નમઃ શિવાય** એ વર્ણાવલિ અક્રમભાવથી ઉકેલીએ છીએ. જેમ બાહ્યનેત્રવડે આકાશમંડલમાં તારાઓને એક જ દૃષ્ટિથી જોઇએ, તેમ મંત્રની વર્ણાવલિને ખીલેલા પુષ્પ જેવી આપણે ટગરટગર બુદ્ધિની દૃષ્ટિવડે જોઇ શકીએ છીએ. પરંતુ વર્ણાવલિસાથે જ ઇષ્ટદેવતાનું દિવ્યરૂપ વાચ્ય અર્થરૂપે આપણે ઉકેલીએ છીએ. આપણા ઇષ્ટદેવનું સ્વરૂપ વૈખરીમાં પ્રાણમય હતું, અને મધ્યમામાં મનોમય હતું તે હવે પશ્યંતીમાં વિજ્ઞાનમય બનેલું જોઇએ છીએ. આ વિજ્ઞાનમાત્રાનું બનેલું ઇષ્ટદેવતાનું દિવ્યરૂપ આપણને વાચ્યાર્થના પ્રત્યેક સંકેતને ઉકેલતું ચાલે છે. જેમ ભાષાની વ્યુત્પત્તિ સિદ્ધ થયા પછી વાક્યાર્થના ગ્રહણમાં આપણને પદાર્થ ગ્રહણ કરવાનો શ્રમ રહેતો નથી અને કોશ તથા વ્યાકરણની મદદ લેવી પડતી નથી, તેમ આ પશ્યંતીના જપમાં વ્યક્ત થયેલી ઇષ્ટદેવતાની વિજ્ઞાનમયી મૂર્તિના અંગો, પ્રત્યંગો, વિશેષો, ગુણો, આવરણ દેવતાઓ, વાહન, મુદ્રા આયુધો વગેરે સર્વ સામગ્રી સમગ્ર વાક્યાર્થ જેવી સત્વર સ્ફુટ થઇ જાય છે. આ સ્ફોટ થવામાં આપણી અધ્યાત્મજ્ઞાનશક્તિ બુદ્ધિને મદદ આપે છે, બીજા કોઇ પણ સાધનની તેમાં જરૂર રહેતી નથી. પરમ માહેશ્વર શ્રીકંઠાચાર્ય આ પ્રાતિભદર્શનવડે શિવતત્ત્વને સમજ્યા પછી કહે છે કે "અમારા નિત્ય સ્વયંપ્રકાશ સ્વરૂપને

પોતાના અહંકારના દીપકમાં પેઠેલું છતાં અમો જીવો "શિવ નથી" એમ કહેવાનું સાહસ કરીએ છીએ, અને તેવા જડ બળુધિયા જે જાતિના છે (બળદ જેસા છે) તેનું તેમને ભાન કરાવવા જાણે હે શિવ! તમે વૃષભને આગળ કર્યો લાગે છે! અર્થાત્ તમારું વાહન પોતે પૂર્ણ નંદી છે, અને જીવો ભારવાહી બળદ છે એમ સૂચવે છે!"

મંત્રની વાચ્યશક્તિ શિવતત્ત્વને વ્યક્ત કરે છે. પશ્યંતી જપમાં **वश कान्तौ**—એ ધાતુમાંથી ઉત્પન્ન થયેલો અને વર્ણના વિલોમવાળો શબ્દ (**वशि**નું અવળું રૂપ **शिव**) સ્વયંપ્રકાશ અને અત્યંત સુંદર અહંપદાર્થ તે શિવ—એવું વાચ્યદેવતાનું ભાન જાગે છે. શુદ્ધ "હું" તે શિવ એ સ્ફુર્તિ મંત્રજાપીને વિદ્યુત્ જેવી જાગે છે. આ સ્ફુર્તિને માંત્રિકો વિદ્યા કહે છે કારણ કે તેવી સ્ફુર્તિ "હું" સાથે જોડાયેલા સર્વ સંસારી ધર્મોને કાપે છે (**विविधान् वासनाजालान् द्यति विद्येति कीर्त्यते**—વિવિધ સંસારની વાસનાની જાળોને કાપે છે માટે આ મંત્રની વાચ્યશક્તિ વિદ્યા કહેવાય છે, વિદ્યા શબ્દ **वि+द्यु** (કાપવું) એમાંથી વ્યુત્પન્ન થયો છે એટલું જ નહિ પણ **विद्** (જાણવું) એ ધાતુમાંથી (**विद्+आ=विद्या**) સર્વાંશ જાણવું અથવા અનુભવવું તેનું નામ વિદ્યા.

વિજ્ઞાનમય રૂપવાળા અહંપદાર્થરૂપ શિવતત્ત્વને સર્વાંશે અનુભવવું એનું નામ "શિવતત્ત્વવિમર્શિની વિદ્યા" એટલે શિવતત્ત્વનું અધ્યાત્મપ્રત્યક્ષ કરાવનારી મંત્રની પદ્ધતિ કહે છે. જે મંત્ર પ્રથમ નાદાત્મક હતો અને દેવતાના પ્રાણમય શરીરમાં વ્યાપ્ત થયો, જે મંત્ર પછીથી વાચક શક્તિવાળો થઇ દેવતાના મનોમય શરીરમાં વ્યાપ્ત થયો; જે મંત્ર પુનઃ વાચ્યશક્તિવાળો થઇ તે જ દેવતાના વિજ્ઞાનમય શરીરમાં વ્યાપ્ત થઇ મંત્રજાપીના સંમુખ તેના શુદ્ધ અહંરૂપને દર્પણમાં પ્રતિબિંબ પડે તેમ ભુવન રૂપે—સચેતન દેહરૂપે—અનુભવાયો તે મંત્ર વિદ્યારૂપ બન્યો કહેવાય; તે મંત્રનો જપનાર વિદ્વાન્ કહેવાય. ઇતર મંત્રના જપ જપનારા અવિદ્વાન્ અથવા અવિદ્યાવાળા એટલે કેવલ કર્મ કરનારા સમજવા.

દેવતાના વિગ્રહનું અથવા શરીરનું આ વિજ્ઞાનમય પશ્યંતી વાણીના દર્પણમાં થતું પ્રત્યક્ષ પૂર્ણવિદ્યા નથી, પરંતુ અણુવિદ્યા છે. તેમાં પણ શુદ્ધ અહંપદાર્થને મર્યાદા આપનારો દોષ હોવાથી

તે વિદ્યા પિંડના આવરણનો ભેદ કરી બ્રહ્માંડમાં અહંસ્ફુરણ અમર્યાદરૂપે કરાવી શકતી નથી. પિંડના આવરણનો ભેદ કરી બ્રહ્માંડના આવરણમાં રહેલા સર્વ પ્રાણી પદાર્થોમાં દેવતાનું પ્રત્યક્ષ કરાવનારી વિદ્યાને શુદ્ધવિદ્યા કહે છે. ઘણા કાળના પશ્યંતી વાણીના જપની વિદ્યાત્મક સિદ્ધિ થયા પછી વિદ્વાન્ મંત્રજાપીની વાચ્ય શક્તિ પિંડનું અતિક્રમણ કરનારી થાય છે. જેમ સામાન્ય અજવાળું આપણાં પિંડના અંદરના અવયવો અને તેની સ્થિતિનો પ્રકાશ કરી શકતું નથી પરંતુ "એકસ" કિરણોવડે તે અવયવો અને તેની સ્થિતિનો "ફોટો" પડી શકે છે, તેમ જ અણુરૂપે સિદ્ધ થયેલી આ વિદ્યાશક્તિ પિંડના પરમાણુઓના પુંજને ભેદી અગમ્ય કિરણોવડે બ્રહ્માંડમાં પ્રસારણ પામે છે. દેવતાના જ અહંપ્રત્યક્ષનો આ ભાવાવેશ જે જે પદાર્થો અને પ્રાણીઓના સંબંધમાં થાય તે તે પ્રાણીપદાર્થો દેવતાની વિભૂતિથી રંગાયેલા અનુભવાય છે. આ બ્રહ્માંડના પ્રાણીપદાર્થોમાં દેવતાની વિભૂતિથી રંગાયેલા રૂપને માંત્રિકો દેવતાની આનંદમયી મૂર્તિ કહે છે. દેવતાની આનંદમયી ઓરાથી વીંટળાયેલું આ રૂપ જેને પ્રત્યક્ષ થાય તે મંત્રજાપીની વિદ્યાએ શુદ્ધવિદ્યાનું રૂપ પકડયું સમજવું. જ્યાં સુધી આ ભાવાવેશવાળી શિવદૃષ્ટિ અમુક શિષ્યમાં અથવા પુત્રમાં વળગેલી રહે ત્યાં સુધીમાં તે શિષ્યના અથવા પુત્રના શરીરમાં રહેલા અણુમલ, માયામલ, અને કર્મમલ પાકી જાય છે. આ શુદ્ધ વિદ્યાના ભાવના આવેશવાળી સિદ્ધની દૃષ્ટિ અદ્ભુત ચૈતન્યશક્તિનો પાત કરાવી પુત્રના અથવા શિષ્યના પિંડનો વેધ કરે છે. શુદ્ધવિદ્યાની સંપત્તિવિના આ વિભૂતિ અથવા ભસ્મ અન્યના મલને પકવ કરવામાં આપી શકાતી નથી. આ અત્યંત પવિત્ર ચિન્મયી દૃષ્ટિનો પાત સિદ્ધ જનો પોતાના અત્યંત ભક્ત પુત્ર અથવા શિષ્યપ્રતિ જ કરે છે, અને તેથી શુદ્ધવિદ્યાની ખુમારીવાળો સિદ્ધ પુરુષ ઘણે ભાગે નિમેષ દૃષ્ટિવાળા અથવા નીચી દૃષ્ટિથી ઉન્મેષ કરનારા હોય છે. તેવા પુરુષોની સંમુખ દૃષ્ટિ ઘણા પુણ્યના ફલરૂપે કોઇક જ મેળવી શકે છે.

મંત્રને ઉપરના પ્રકારથી વિદ્યાનું રૂપ આપવું એનું નામ મંત્રરક્ષણ છે. કોઇને મંત્ર કહેવો નહિ એટલામાં મંત્રરક્ષણ નથી. વિદ્યાના રૂપમાં પલટાયેલો મંત્ર કદી ખોવાતો નથી, કેમકે તેમાં અનુભવ, પીઠમાં રહેલો હોય છે. મંત્રને વિદ્યાના રૂપમાંથી શુદ્ધ

વિદ્યાનું રૂપ આપવું એટલે કે પોતાના પિંડનું અતિક્રમણ કરી અન્ય બ્રહ્માંડસ્થ પ્રાણી પદાર્થમાં દેવતાના અહંગ્રહને—એટલે અહં-ભાવને–પ્રસરાવવું તેનું નામ મંત્રદીપન છે.

જેઓને મંત્રપ્રાપ્તિ થઈ હોય તેમણે મંત્રરક્ષણ અને મંત્ર-દીપન કરવાનો ક્રમ સાધવો જોઇએ. પોતાની આત્મશક્તિ પ્રતિબદ્ધ દશાવાળી કુંડલિનીરૂપ હોય તો તેણે પોતાના સિદ્ધ ગુરુની શિવદૃષ્ટિના વેધવડે તેને જગવવી જોઇએ, અને તેને કુંડલિનીનું રૂપ મુકાવી સીધા સુષુમ્ણાના ઝીણા માર્ગે શુદ્ધ અહંપદાર્થમાં (શિવતત્ત્વમાં) સાયુજયભાવ પામતી કરવી જોઇએ.

મંત્રની વિદ્યા અથવા શુદ્ધવિદ્યા મંત્રનું રક્ષણ અને મંત્રનું દીપન કરે પરંતુ જે સાધકે સિદ્ધ પુરુષના મંત્રરક્ષણ અને મંત્ર-દીપનનો લાભ લેવો હોય તેણે વિનય સામગ્રી મેળવવી જોઇએ. જેમ ધાતુ અથવા દ્રવ્યને ઘસવાથી, ટીપવાથી, તપાવવાથી, અને એવી ક્રિયાઓવડે ઓપ મળે છે, પરંતુ કેવલ માટીને તેવો ઓપ આપી શકાતો નથી, તેમ પુત્ર અથવા શિષ્યમાં દ્રવ્યસંપત્ હોય તો જ તે-નામાં ગુરુની વિદ્યા અને સદ્‌ગુરની શુદ્ધ વિદ્યા વિનયનો સંસ્કાર લાવી શકે છે. તે દ્રવ્યસંપદ્ એટલે બાહ્ય ધન નહિ, પરંતુ આંતર-બુદ્ધિની સંપત્તિની અગત્ય રાખે છે. વિનીત થવાની ઇચ્છાવાળાએ વિદ્વાનનો સંબંધ કરી આઠ પ્રકારની સંપત્તિ મેળવી રાખવી, કાર-ણ કે ગુરુદક્ષિણામાં આ આઠ સંપત્તિમાંની એક પણ સંપત્તિ ગુરુ-ચરણમાં મુકવી પડશે. વિત્તશાઠ્ય કરનારને જગદ્‌ના વ્યવહારો સિદ્ધ થતા નથી, તેમ ધર્મશાઠ્ય કરનારને પરમાર્થની સિદ્ધિ થતી નથી. મંત્રમાર્ગમાં જે સંપત્તિની જરૂર છે તે જ્ઞાનમાર્ગની શમાદિ છ સંપત્તિથી જૂદા પ્રકારની છે. તેનું સૂત્રવાક્ય:—

**शुश्रूषाश्रवणग्रहणधारणाविज्ञानऊहापोह—**

**तत्त्वाभिनिविष्टबुद्धिं विद्या विनयति नेतरम् ।—**

૧ ગુરુની શુશ્રૂષા, (૨) મંત્રશબ્દશ્રવણ; (૩) મંત્રના અ-ર્થનું ગ્રહણ (૪) મંત્રના અર્થનું ધારણ, (૫) મંત્રના અર્થના ચૈત-ન્યનું વિજ્ઞાન, (૬–૭) મંત્ર રહસ્યના સંબંધમાં તર્ક વિતર્ક કરવાનું બલ, અને (૮) મંત્ર રહસ્ય અથવા તત્ત્વમાં સદાગ્રહવાળી બુદ્ધિ— આ આઠ સંપત્તિવાળા શિષ્યને વિદ્યાવિનીત કરે છે, અન્યને નહિ.

વિદ્વાન્ મંત્રવિદ્ સિદ્ધકોટિમાંથી તમને આ સામગ્રીસંપન્ન હશો તો વિનયનું દાન કરશે. તે સામગ્રીવિના તે પોતાના વિદ્યા

અથવા શુદ્ધ વિદ્યાને કાચબાની પેઠે પોતામાં સંકોચી રાખશે. સિદ્ધ મંત્રવદ્ તમારી પાસે "મારૂં કોઇ સાંભળો. મારે કોઇ દ્રવ્ય સંદેશો કહેવો છે"—એવું ડિંડિમ વગાડી ભાષણ કરવા નહિ આવે. તમારે તેમની પાસે શુશ્રૂષા કરી જવું પડશે. તેમના પ્રતિ તમારે આદર કરવો પડશે, તેમના પ્રતિ ભક્તિ અને પ્રેમ પ્રકટાવવો પડશે. આ મંત્રમાર્ગની પહેલી સંપત્તિ ઘણાઓને મોઘા મૂલની થઇ પડી છે. મંત્રવિદ્યા અને પ્રકટવિદ્યામાં મોટો ભેદ એ છે કે પ્રથમની સિદ્ધિ કરવામાં તચ્છરણતાની પહેલે ડગલે જરૂર છે, ત્યારે બીજાની સિદ્ધિમાં ગુરુને ઉપકાર પ્રદર્શિત કરવાની માત્ર વ્યવહારની નીતિ બસ થાય છે. મંત્રવિદ્યામાં સદ્‌ગુરુ સર્વસ્વ આપે છે માટે શિષ્યમાં સર્વત્યાગવાળા યજ્ઞની જરૂર છે; પ્રકટાવદ્યામાં ગુરુ લૌકિક અર્થ સાધનારી વિદ્યા આપે છે માટે અર્થત્યાગની જરૂર છે.

એક મંત્રસિદ્ધ પુરુષ ગમે તે શાસ્ત્રમાં દૃષ્ટિ નાંખે તેમાં સુંસરો ઉતરી જાય છે. કારણ કે તેને મંત્રનું દીપન થવાથી તેનો વિનિયોગ ગમે તે શાસ્ત્રનું જ્ઞાન મેળવવામાં કરી શકે છે. મંત્રસિદ્ધિપાસે અધ્યાત્મશાસ્ત્ર અથવા અધિભૂતશાસ્ત્ર અથવા અધિદૈવશાસ્ત્રના મંત્રની કુંચી છે. તેવડે તે તે શાસ્ત્રોની પેટીઓ ઉઘાડી સર્વ વસ્તુનો સાક્ષાત્કાર કરી શકે છે. પરંતુ સંસારના પાકા અનુભવવાળા ભર્તૃહરિના કહેવા પ્રમાણેઃ—

**तत्त्वदुत्प्रेक्षमाणानां पुराणैरागमैर्विना ।**
**अनुपासितवृद्धानां विद्या नातिप्रसीदति ॥**

પુરાતન રહસ્યગ્રંથોના મર્મને બુદ્ધિમાં નવા નવા અંકુરિત કર્યા વિના, અને વિદ્યાવૃદ્ધ મહાપુરુષોની ઉપાસના કર્યા વિના વિદ્યા પ્રસાદ આપનારી કદી થતી નથી.

સારાંશઃ "મંત્ર સિદ્ધ કેમ થતો નથી"—એ પ્રશ્નનું ઉત્તર એટલુંજ કે "તમે મંત્રપ્રાપ્તિ કર્યા પછી મંત્રનું રક્ષણ કર્યું નથી, મંત્રનું દીપન કર્યું નથી, અને મંત્રદાતા સદ્‌ગુરુની જોઇએ તેવી શુશ્રૂષા કરી નથી, અને વિદ્યાવૃદ્ધ ગુરુજનોની ઉપાસના કરી નથી તેથી મંત્ર સિદ્ધ થતો નથી. મારે દીલગીરીસાથે કહેવું જોઇએ કે કેટલાક મંત્ર પ્રાપ્ત કરી ઉલટો ક્રમ સાધ્યો છે એટલે કે મંત્રને પ્રકટ કરી તેના વીર્યને ગુમાવ્યું છે, મંત્રને ઉંઘતો કર્યો છે, મંત્રદાતા ગુરુનો દ્રોહ કર્યો છે, વિદ્યાવૃદ્ધ ગુરુજનોની અવગણના અથવા હાંસી કરી છે, તેથી તમારો મંત્ર પક્ષીના કલકલ નાદ જેવો જ માત્ર રહ્યો છે.

**नर्मदाशंकर देवशंकर महेता.**

---

